

નિરૂદ્યમીને ઉદ્યમી, તથા નિર્ધનને ધનવાન
બનાવનાર.

# તાજો તવંગર.


રચી છપાવી પ્રસિદ્ધ કર્તા,
પુરૂષોતમરાય શિવરામ ભટ્ટ. (ઉત્સુક.)
મુ. ગવાડા તા. વિજાપુર.



સંવત ૧૯૭૫ સને ૧૯૧૯.

આવૃતિ પહેલી. પ્રત ૫૦૦.

અમદાવાદ,
ટંકશાળમાં ધી યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં
મોતીલાલ સાંકળદાસે છાપ્યો.

કીંમત રૂ. ૦-૬-૦.

# અર્પણ પત્રિકા યાને ઉદ્દેશ.

વહાલા સુજ્ઞ સ્વદેશી બંધુઓ ! અને બ્હેનો !

પ્રસ્તુત પુસ્તક મેં મારી અલ્પમતિથી રચી,
આપની પવિત્ર સેવામાં અર્પણ કરૂં છું,
તો તેનો સાર ગ્રહણ કરી આ બુક
માંહેના હુન્નરોની ખીલવણી કરી
તે પાછળ ખંતથી પ્રયાસ કર-
વાથી ટુંક મૂડીથી પોતાનું
ગુજરાન સુખેથી ચલાવી
બે પૈસાની પ્રાપ્તી
થઇ શકે છે.

આ પુસ્તક લખવાનો ઉછરતા લેખકનો પ્રથમ પ્રયાસ છે. જેથી ભૂલ ચૂક માફી આપી આભારી કરશોજી.

ગવાડા ( ગુજરાત )
રંગ પંચમી સં. ૧૯૭૫
તા. ૨૧-૩-૧૯.

લી. આપનો
પુરૂષોતમ એસ. ભટ્ટ
(ઉત્સુક) ગવાડાકર.

॥ ॐ श्री परमात्माने नमः ॥

# १ प्रथम भाग हुंन्नरो.

## १. कंकु बनाववानी रीत.

शेर हळदळने पाणीमां पलाळी पछी ते ऊपरनी छाल छोली नाखी पछी लींबुना रसमां २ तोला पापडखार अने २ तोला खडीओ खार मेळवी तेमां छोलेली हळदळ नांखवी एम बे, चार वखत कर्या पछी तेने खांडी नांखी लुगडे चाळवी एटले कंकु तैयार थशे.

## २ गुलाल बनाववानी रीत.

एक शेर झीणा धोळा चोखा सारी रीते धोई साफ करी सुकाया पछी तेने दळीने झीणो लोट करवो तेमां एक रुपीआ भार संचोरानुं पाणी करी चोखानो लोट पलाळी साधारण मोटी गोळीओ बनावी छांयडे मूकवी पछी पतंगनुं लाकडुं शेर ०। खांडीने अग्नी उपर पाणी रेडीने उकाळवुं. पछी पेला लोटना गोळाने भांगीने तेमां पलाळी पाछा तुरत सुकावी देवा. एज प्रमाणे त्रण, चार वखत करवाथी सरस गुलाल बने छे.

## ३ आंबळानुं तेल.

तलनुं तेल शेर पांचमां शेर एक लीलां आंबळां आठ दिवस सुधी भींजवी राखवां तेने कहोवरावववां. आठ दिवस पछी तेने उकाळवां (तेज तेलमां) उकाळती वखते एटलुं खास याद राखवुं के जे वासणमां ते तेलने आंबळां उकाळवां होय ते वासणनुं मों एटलुं बधुं मजबुत होवुं जोइए के तेमां जरा पण हवा न जाय. उकाळतां उकाळतां आपणने ज्यारे लागे के आंबळां उपर तरी आव्यां हशे, त्यारे तेने उतारी लई गळी नाखवुं एटले आंबळानुं तेल तैयार थशे.

## ૪ કાળી શાહી.

૨ બે શેર માયાં, ૧ એક શેર પતંગ, ૧ એક શેર હીરાકસી, ૧ એક શેર ગુંદર સર્વેને ૩૦ શેર પાણીમાં ઉકાળી ૨૫ શેર પાણી રહે એટલે ઉતારી ગાળી લેવાથી કાળી શાહી તૈયાર થશે. (સર્વે ચીજો વાટવી.)

## ૫ ઉંચી અગરબત્તી.

કપુર કાચલી, ગુલાબની કળી, મોરવો, પાનડીઓ ધુપ, કચરો, તગરના ગંઠોડા, તમાલપત્ર, ડમરો, પડોપાનડી, સુગંધીવાળો, તગર, મોથ, બરામી, છડીલો, દગડફુલ, કીંદરૂ, એ દરેક સરખા ભાગે લઈ જેટલો તેનો ભુકો થાય તેટલી જ બીજી સુખડ લેવી અને તમામ ભુકો (સુખડ) સુદ્ધાંત થાય તેટલાના શેર એકે રૂપીઆ અઢીભારના પ્રમાણથી મેંદાલકડી લેવી. ને ભુકો કરી નાંખવો તે સર્વ જેટલો ભુકો થાય તેને ખાંડી દળીને ઝીણી ચારણીએ ચાળી શેર એકે રૂ. ૫) પાંચભાર સીલારસ નાંખી ઉનું પાણી નાખી કુણીકની પેઠે ખુબ મસળવું, ને પછી પાટીઆ ઉપર તેમાંથી કુણીક લઈ ખપાટના જેવી સોટીથી વણવું; એટલે અગરબતી બનશે.

## ૬ પવીત્ર સાબુની સચોટ બનાવટ.

### પ્રથમ સાબુમાં ઉપયોગી ચીજો.

૧ ઉસ (સ્વચ્છ)

૨ કોસ્ટીક સોડા—(ઉત્તમ સોડા ૯૮ ડીગ્રીનો વાપરવો જે ભુકા જેવો આવે છે ને પાણીમાં નાંખવાથી તરત આંગળે છે. એથી ઉત્તમ સાબુ બને છે.

૩ તેલ—(એરંડીયું, મહુડાનું, ખોપરેલ.)

૪ પાણી—પાણી તળાવ, કે નદીનું વાપરવું કારણ બીલકુલ ખારાસ હોવી ન જોઇએ મતલબ મીઠું જોઇએ.

૫ કળી ચુનો—જે ખાવાના તથા ધોળવાના કામમાં આવે છે તે જેમાં પથ્થરની કાંકરી પણ ન હોવી જોઇએ.

૬ અત્તર—સારૂં સુગંધી વાળુ.

૭ રંગ—મીઠો ખાવાનો વાપરવો કારણ સાબુના ફીણુની સાથે મો કે આંખમાં ઉતરે તો નુકશાન ન કરે તેવો જોઇએ.

૮ પાપડખાર—એક જાતનો ખારો છે. પાપડખારમાં મેલ હોય છે માટે ધોવાની રીત-તેને પાણીમાં ઉકાળવો મેલુ પાણી ફેંકી દેવું એમ બે, ચાર વખત કરવાથી સઘળો મેલ કપાઈ જશે. અગર ધોએલો પણુ અંગ્રેજી દવા વેચનારાને ત્યાંથી મળે છે.

ઉપરની સર્વ ચીજો તૈયાર કરી પછી-પ્રથમ કાચનું અથવા કલાઈ કરેલા વાસણુમાં ૨॥ અઢી તોલા કળી ચુનો અને તેમાં ૧૦ દસ તોલા પાણી નાંખી તે વાસણને કોરે રાખવું. પછી ધોએલો પાપડખાર પાંચ તોલા લઈ એક મોટા કલાઈ કરેલા વાસણુમાં નાંખવો પછી તેમાં ૩૦ ત્રીસ તોલા મીઠુ પાણી નાંખવું. પછી જેમાં કળી ચુનો ભીંજવેલો છે. તેને કપડાથી ગાળીને પાપડખાર વાળા વાસણુમાં નાંખવું. તે વાસણને ચુલા ઉપર મુકવું જ્યારે ખદખદે ત્યારે ૧૨॥ સાડાબાર તોલા સારૂં ખોપરેલ નાંખવું ત્યારબાદ ઘટ થાય ત્યાં સુધી રાખી મૂકવું. માખણના જેવું જાડું થાય કે ઉતારી નાંખી જેવા આકારનો સાબુ બનાવવો હોય તેવા બીબામાં ઠારી દેવું એટલે તૈયાર થશે ને વધારે બનાવવું હોય તો શેરના પ્રમાણમાં લેવું.

ઉપરના સાબુમાં રંગ તથા અત્તર નાંખવાની રીત.

રંગ જેવા પ્રમાણુમાં સારો દીપી ઉઠે તેવો ચુલા ઉપર ખદખદતા મૂકે ત્યારે નાંખવો અને અત્તર નીચે ઉતાર્યા પછી નાંખવું.

### ૭ હલકો સાબુ બનાવવાની બીજી રીત.

પહેલા કોસ્ટીક સોડા એક રતલ લઈ કલાઇ કરેલા વા-

સણુમાં બે રતલ પાણી નાંખી ઓગાળવો. તેને થંડું પાડી પછી પાંચ રતલ ખોપરેલ અગર કોઇપણ ઉપર પ્રથમ લ-ખેલ તેલ સાથે મોટા વાસણમાં નાંખવું અને કડછી વડે પંદર મીનીટ હલાવવું અને કાંજીની માફક થઇ જાય ત્યારે તે વાસણનું મોંઢુ ઢાંકી ૨૪ ચોવીસ કલાક રહેવા દેવું ત્યાર બાદ આ સાબુના કકડા કરી ૨૦-૨૫ વીસ પચીસ રતલ પાણી માય તેવા કલાઇ કરેલા વાસણમાં તે નાખી ૧૫ પંદર રતલ પાણી નાંખી ખુબ ઉકાળવું જ્યારે એક રસ થઇ જાય ત્યારે બે રતલ ખારાનો સારો ભૂકો કરી સાફ કરી નાંખવું અને ચોથો ભાગ બળી જાય ત્યાં સુધી તેને ઉકાળવું ત્યાર પછી તેને નિચે ઉતારી ઠરવા દેવું જ્યારે સારી રીતે ઠરી જાય એટલે કાપીને કકડા કરવા.

ટીપ—રંગ તથા અત્તર ઉપરના સાબુની રીત મુજબ નાંખવું.

## ૮ કારબૉલિક અને ખસનો સાબુ.

જો કાર્બોલિક સાબુ બનાવવો હોય તો કાર્બોલિક એસિડનાં ચાર, પાંચ; ટીપાં સુગંધીને બદલે નાંખવાં. અને ખરાનો સાબુ બનાવવો હોય તો ચાર, પાંચ ટીપાં ફીનાઇલનાં સુગંધીને બદલે નાંખવા.

## ૯ વગર ઇજાએ વાળ કાઢવાની દવા.

બેરીયમ સલ્ફાઇડ ૨ બે ઔંસ તથા સખ્ત ગરમ પાણી ૧૦ દસ ઔંસ આ બન્ને એક સીસામાં નાંખી એકઠાં કરવાં ને તુરત સીસાને મજબુત બુચ વડે બંધ કરવો આ મિશ્રણને ખુબ હલાવવું જ્યારે સીસો તથા તેમાંનું ગરમ પાણી ઠરી જાય ત્યારે તેમાંના પાણીની એક શીશી ભરી કાઢવી તે પાણી એજ વાળ કાઢવાનો એક અકસીર અર્ક તૈયાર થએલો જાણવો.

વાપરવાની રીત—જે જગ્યાએ નકામા વાળ ઉગ્યા હોય તે જગ્યોએ ઉપર કહેલી રીત પ્રમાણે બનાવેલો અર્ક વડે ખુબ લગાવવો અને તેને પછી હવા લાગવા દેવી એટલે કે સુકાવવા દેવું સુકાયા બાદ તરત આંગળી ફેરવ-વાથી વાળ પોતાની મેળે જ ખરી પડશે. ઉપરના અર્કની વાસ કોઇને ખરાબ લાગે તો સુગંધી અર્ક નાંખવાથી દ-વાની અસર જરા પણ ઓછી થતી નથી.

## ૧૦ લેમોનેડ બનાવવાની રીત.

અડધો શેર ચીની સાકર અઢી તોલા સાજીખાર ચાર ટીપાં લીંબુનો રસ ઉપર લખેલી ચીજોમાંથી સાકર તથા સાજીખારનો જુદો ભૂકો તેમાં ઉપર લખેલાં લીંબુનાં ચાર ટીંપાં ભેળવવાં પછી આસરે પાંચશેર છ શેર પાણીમાં તે ભૂકો આંગાળી દેવો ત્યારબાદ વાળો બાંધેલ બુચ તેયાર કરેલી બાટલીમાં ઉપર લખેલું મેળવણીનું પાણી આસરે પોણી બાટલી ભરવું તેમાં અડધો ડ્રામ ( વાલ ) ટારટ્રીક અથવા સાઇટ્રીક આસીડ જે ઉપર પ્રમાણે લીંબુના રસ-માંથી થાય છે તે નાંખી ફીણ ચઢવા પહેલા બુચ નાંખી તાર બાંધી લેવો આસીડ ના મળે તો લીંબુનો રસ ઉપર કહ્યા પ્રમાણે નાંખવાથી ચાલશે.

## ૧૧ સીલ કરવાની રીત.

ચપડા લાખ ૨ બે ભાગ, રાળ ૧ એક ભાગ આ બન્ને ચીજોને બારીક વાટી, તેને ચુલા ઉપર મૂકી પીગાળીને પછી તેમાં હીંગળોક ૧ એક ભાગ નાંખવો તે સઘળી ચી-જોનું એક સરખું મિશ્રણ કરીને તેની એક સુંવાળા પત્થર અગર મજબુત લાકડા ઉપર લાકડાના કકડાવડે લાકડીઓ વાળવી.

## ૧૨ દંત મંજન.

ફુલાવેલી ફટકડી ૧ એક તોલો, ફુલાવેલું મોરથુથુ ૦।

પા તોલો, ફુલાવેલો ટંકણખાર ાા અડધો તોલો, ચાક ત્રણ તોલા, કાથો ાા અડધો તોલો કાંટાવાળાં માયાં ૧ તોલો આ સર્વ ચીજોને ખાંડી એકત્ર કરી તેમાં કપુરનો થોડોક ભાગ મેળવી હંમેશાં-દુથ બ્રસવતી દાંતે ઘસવાથી દાંત સાફ થાય છે. તેમજ દાંતમાંથા નિકળતું લોહી બંધ થાય છેને દુખતી દાઢ વિગેરે દાંતના રોગો મટાડે છે.

## ૧૩ ચંદ્રના તેજ જેવા બપોરીયા—ફુલખર બના-વવાની રીત.

ગંધક ૨ બે તોલા, સુરોખાર ૧ એક તોલો, હરતાલ ાા અડધો તોલો. આ સર્વ ચીજોને લઈ તેઓને ખાંડી કપડાવતી ચાળીને ઝીણો ભુકો કરવો તેમાંનો થોડો ભૂકો લઇ માટીના કોડીઆમાં નાખી સળગાવવો. જેથી ચંદ્રના જેવો ઉજ્જવલ પ્રકાસ પડશે. અગર આ પાઉડરની કાગળ વડે ફુલખરણીઓ બનાવવી.

## ૧૪. સોનાનો ગીલ્ટ ચઢાવવાની રીત.

સોનાના પતરાંને સુરાખારનો તેજાબ ને મીઠાનો તેજાબ સરખા ભાગે લઈ તેને દેવતા ઉપર મૂકી સોનાના પતરાં તેમાં નાખ્યા પછી તેમાં જેટલો તેજાબ હોય તેટલો બધો તમામ બાળી નાખી પછી તેને એક મોટા કચોળામાં ધોળી તેમાં બરગોવીન પોટાસ નાંખી જે ચીજ બોળશો તે ચીજ સોના જેવી થશે.

## ૧૫. આંબાને કેરી મોટી લાવવી.

આંબાના મૂળમાં નાગરમોથ અને વીરણવાળાને દુધ કે પાણીમાં ઉકાળી સીંચવાથી કેરીઓ મોટી આવે છે.

## ૧૬ માકણનો નાશ કરવાની દવા.

ટરપેન્ટાઇન તેલ છાંટવાથી માકણ થતા નથી.

## ૧૭. અત્તરની બનાવટ.

ઉત્તમ સુખડના ઝીણા, ઝીણા, કકડા કરી થોડા દિવસ

પાણીમાં પલાળી રાખી પછી ઉકાળવા બહુ ઉકળે એટલે સુખડનુ તેલ પાણી ઉપર કરે છે એટલે ૩ બોળી શીશીમાં ભરી લેવું.

### ૧૮ હરકોઈ ફુલનું તેલ.

કોઇ પણ જાતના ફુલોને, પ્રથમ તેલ ગરમ કરી અંદર આઠ દિવસ સુધી ડુબાવી રાખવાં પછી નવમા દિવસે ધિમા તાપથી તેલ ઉકાળી ગાળી લેવું. ટીપ=હંમેશાં નવાં ફુલ નાખવાં.

### ૧૯. કાગળ સ્લેટ બનાવવાની રીત.

જીણી કાળી રેતી ૩ ભાગ. મેંસ ૩ ત્રણ ભાગ. બેલતેલ ૪ ચાર ભાગ. એકત્ર કરી ઘુંટી પાતળું કરી સ્પીરીટ ઑફ ટરપેન્ટાઇન નાંખી ઘુંટી પછી કાગળના પુંઠા ઉપર બ્રસવડે લેપ કરવો તે લેપ જ્યાં સુધી જાડો થાય ત્યાં સુધી વારંવાર સુકાયા પછી લેપ કર્યા જવું. પછી સ્પીરીટ ઑફ ટરપેન્ટાઇનમાં કપડાનો કકડો બોળી પુંઠા ઉપર ફેરવી જરા ઘસવો એટલે અક્ષર ઉઘડશે.

### ૨૦. કોઠીઓ બનાવવી.

સુરોખાર ૧૫ ભાગ. કોયલો ૬ છ ભાગ ગંધક ૩ ત્રણ ભાગ અને બીડનો રવો ૭॥ ભાગ લઇ તે દરેકને જુદુ જુદુ વાટી પછી એકત્ર કરી નાની માટીની કોઠીમાં ભરી મ્હો ઉપર કાગળ ચોંઢી સૂકાવવા દઈ સળગાવવી.

---

## ભાગ ૨ બીજો વૈદક.

### ૨૧. સ્વદેશી ચ્હા.

તુલસીનાં પાન અને મરી બંન્નેનો ભુકો કરી ચ્હાની માફક ઉપયોગ કરવો.

### ૨૨. ગુલાબના ફુલનો રંગ ઉડાવવો.

ગુલાબના ફુલને ગંધકના ધુમાડા ઉપર ધરવાથી રંગ ઉડી જાય છે ને પછી ફટકડીના પાણીમાં બોળવાથી અસલ રંગ પકડે છે.

## ૨૩. વાયુનો ગોળો મટાડવાની દવા.

ફુલાવેલી હીંગ ગળવાંથી મટે છે.

## ૨૪. કોલેરા ઉપર દવા.

મરી ૨ બે ભાગ અફીણ ૨ બે ભાગ અને હીંગ ૧ એક ભાગ ને ફુદીનાના રસમાં વાલ વાલની ગોળીઓ કરી દર અડધી કલાકે એક એક ખાવાથી મટે છે.

## ૨૫ જીર્ણજ્વર ઉપર દવા.

હમેશાં જુના ગોળમાં જીરાની ફાકી આપવાથી મટે છે.

## ૨૬ તાંબાની ખાખ જેવી અકસીર દવા.

તુલસીના બીને વાટી જુના ગોળમાં ગોળીઓ (મોટા બોર જેવડી) વાળી ખાવાથી શક્તિ આવે છે.

**૨૭ તુલસીના મુળને વાટી સાકર સાથે ફાકી લઇ દુધ પીવાથી ધાતુ ઘટ્ટ થાય છે.**

## ૨૮ મરડાની દવા.

અરડુસાની છાલને વાટી ચુર્ણ કરી દહીં સાથે મોટા માણસને રૂ. ૧) એક ભાર ને નાના માણસને ા રૂ. ભાર આપવાથી મરડો મટે છે. ટીપ—દિવસમાં બે વખત આપવી.

## ૨૯ દાદરનો ઇલાજ.

પુંવાડીઆનું મૂળ તથા આકડાનું મૂળ લીંબુના રસમાં ઘસીને ચોપડવાથી દાદર મટે છે.

## ૩૦ મચ્છર ચાંચડનો ઉપાય.

૧૫ ભાગ ગ્યાસતેલ, ૮૦ ભાગ બાઇસલ્ફાઇડ ઑફ કાર્બોન એકત્ર કરી છાંટવાથી મચ્છર ચાંચડ થતા નથી.

## ૩૧ અનાજ સળે નહિ.

બાઇસલ્ફાઈડ ઑફ કાર્બનનાં થોડાં ટીપાં અનાજમાં નાંખવાથી સળતું નથી.

## ૩૨ મ્હોં ઉપરથી ખીલ કાઢવા.

કૉલન વૉટરની ૧ શીશીમાં ગુલાબના પાણી સાથે ૫ ડ્રામ નવસાર પીગળાવી એકત્ર કરી ખીલ પર સવાર સાંજ લગાવવાથી ખીલ મટે છે.

### ૩૩ જવાની દવા.

ભીલામું અને રાળ તેલમાં કઢવી તે તેલ ખરજવા પર ચોપડવાથી મટે છે.

### ૩૪ ઉલટીની દવા.

મકાઇના દાણા કાઢેલાં કણુસલાં બાળી તેની રાખ કરી તેને મધમાં વાલ દોઢ વાલ આપવાથી ઉલટી મટે છે.

---

# ભાગ ૩ ત્રીજો ચમત્કારી ઈલાજો.

### ૩૫ બે કલાકમાં મેથી ઉગાડવી.

ચણાના ખારના મેથીને સાત પટ આપી પછી જમીનમાં વાવી ઉપર પાણી છાંટતાં જ તે એક, બે, કલાકમાં મેથી ઉગી નિકળે છે.

### ૩૬ કાગળ બળતો નથી.

ફટકડીના પાણીમાં કાગળબોળી સૂકવવાથી બળતો નથી.

### ૩૭ દોરડો બળે પણ તુટે નહિ.

મીઠામાં પાએલા દોરડાને એક છેડે વીંટી બાંધવી પછી સળગાવવો પણ વીંટી નિચે પડશે નહિ.

### ૩૮ પાણીમાં દિવો બાળવો.

કપુરની સાથે દીવેટ વણી કોડીઆમાં પાણી ભરી અંદર મૂકવાથી બળે છે.

### ૩૯ વગર દેવતાએ ધાણી શેકવિ.

જુવારને થોરના દુધના સાત પટ છાંયડે રાખી આપવા પછી હવામાં બહાર લાવવાથી ધાણી ફુટે છે.

ટીપ—આ ધાણી કોઇને ખવરાવવી નહિ ને ફેંકી દેવી તે પણ જીવડાં ખાય નહિ તેવા સ્થળે.

### ૪૦ લીંબુમાંથી લોહી નિકળે.

લીંબુને કાપવા માટે જે ચપ્પુ હોય તેને કપાસના લાલ ફુલોનો પટ દઇ કાપવાથી લોહી જેવું નીકળે છે.

**સમાપ્ત.**

દાંપત્ય પ્રેમને ધાઢ કરી માધુર્ય સુખ આપનારૂ

સ્ત્રીઓને માટે અત્યુત્તમ પુસ્તક.

# સ્ત્રીઓનો સાચો દેવ.

આ પુસ્તક થોડું ભણેલી સ્ત્રીઓ પણ વાંચી સમજી શકે છે. અને જેથી પતિ પત્નિ વચ્ચે શુદ્ધ પ્રેમ સજજડ કરી, ખરો ધર્મ સમજાવી શકે છે. ને પતિ પ્રત્યે પોતાની ફરજ બજાવી શકે છે. કિંમત માત્ર જુજ. ત્રણ આનાની ટીકીટી બીડો.

# અદ્દભૂત બનાવટ.

લુગડાં ધોવા માટે ઉત્તમ સાબુની ભૂકી. જેથી લુગડાંનો મેલ કપાઇ શુદ્ધ ઉજ્જવલ થઇ શકે છે. પડીકીની કિંમત ૦-૨-૦. ટીકીટ બીડો. (એક પડીકામાંથી ૫૦ પચાસ કપડાં ધોવાય છે.)

લખો—પી. એસ. ભટ્ટ. મુ. ગવાડા પોસ્ટ
તા. વિજાપુર (ઉત્તર ગુજરાત.)